શ્રી ૧૧.

## શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળી.

# સતિ ઊજળી

અને

## મહાપ્રતાપી રાણા મેહ

## નાટકનો ટુંક સાર અને ગાયનો.

---

રચનાર:—**મણીશંકર ત્રીભોવન ત્રીવેદી,**

જે રા' માંડલીક સીદ્ધ સંસાર ઇત્યાદી નાટકના લેખક.

છપાવી પ્રસિદ્ધ કરનાર:—

(સ્વ.) **પ્રેમીલાલ મુળજીભાઈ આશારામ ઓઝા,**

માલેક-શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળી,

ગેઇટી નાટકશાળા, બોરીબંદર સ્ટેશન સામે, મુંબઇ.



સંવત ૧૯૭૯.] [સને ૧૯૨૩.

**આવૃત્તિ ૧ લી.] મૂલ્ય ૪ આના. [પ્રત ૫૦૦૦.**

છાપનાર:—**મગનલાલ જગજીવનદાસ,** (૪૯૧-૭૯.)

શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ, ૩.

શ્રી ૧૧.

કાઠિયાવાડમાં વસતા ભાટ અને ચારણો મેહ જેઠવાના અને ઉજળીના દુહા ઘણીજ અસરકારક ભાશામાં કહેછે. મેહ જેઠવો અને ઉજળી ક્યારે થયાં અને સત્ય બીના શું છે તે તારવી કાઢવું અન્ય દંતકથા જેટલું અઘરૂં તો નથી. શૈલી જુદી જુદી પણ વૃતાંત અને છેવટ સર્વ કથા કહેનાર એકજ દર્શાવે છે. ઉજળી ચારણ તનયા હતી. તેમના સંબંધમાં અત્યારે કહેવાતા દુહા આદિના ઘણાખરા તે સંસ્કારી ચારણ તનયાના પોતાના બનાવેલા છે.

"ઢાંગે રહેતી ઠેઠ, આઘે પણ ઓરે નહીં;
આવ્યું બરડા બેટ, પાંજર ઢાણે પાણીયે."

આ સોરઠો રાણાનું અને ઉજળીનું રહેઠાણ દર્શાવેછે. હવે બીજે પ્રસંગે તે દુ:ખી સ્ત્રી શું કહેછે:--

તાવમાં માણુસ જેમ, આઘા ઠેલે અન્નને;
લાગી મેને તેમ, અરીણુ જેવી ઉજળી.

જેને પીંગળનો અભ્યાસ નથી, કૉલેજની ડીગ્રી નથી, ડજન બે ડજન વખાણનારા નથી, તેમ તેની ટીકા કરનારા પણ નથી એવી એક કુદરતી કવી સ્ત્રી શું સાબીત કરે છે—એજ કે કાવ્ય

કરવાનું કાર્ય હૃદયની ઉર્મિયોપર અવલંબી રહેલ છે. એક પંદર વરસની છોકરીનો બનાવેલ સોરઠો:—

ખેમરા મોટી ખોડ, માણસમાં મરવાતણી;
બીજી લાખ કરોડ, આ જેવી એકે નહીં.

શું તે અત્યારના પોતે સ્વમુખ્તીયારીથી થઇ બેઠેલા જાદુગરો અને મદારીઓને માનભંગ કરવા પુરતો નથી!

વિદ્યા અને કાવ્યસ્ફુર્તી દૈવી દેણગી છે. ચાર પાંચ જુના જમાનાના પુસ્તક, ફોટા અથવા અન્ય વસ્તુઓ સંઘરવાથી જેમ જુના ઇતિહાસના ઇજારદાર થવાતું નથી, એકાદ પોતાની તારીફ પોતાનાજ પીપુડીરૂપ પુસ્તક અથવા માસીકમાં કરવાથી ફત્તેહમંદ નાટકકાર થવાતું નથી, તેમ અન્યપર આક્ષેપ કર્યાથી વિદ્વાનમાં ખપાતું નથી. અત્યારના લેભાગુ ટીકાકારો જયારે એકાદ પ્રયોગ સ્ટેજ કરી ફત્તેહ પામશે, ત્યારેજ તે નાટકના લેખકની ટીકા કરવાની લાયકાત પામશે. પ્રજાનો પાગલ અન્ય શું કહે એજ પુનીત પ્રેક્ષકવૃંદના ચરણકમળમાં મારો નુતન પ્રયાસ રાખી હું બે હાથ જોડીને તટસ્થ થાઉં છું.

લી૦ પાગલ.

——:o:——

શ્રી ૧ા

# પાત્ર પરિચય.

**મેહ જેઠવો**...........સૌરાષ્ટના બરડા પ્રદેશનો રાજા ( રાણા ).

**જગુભા**...............મેહ જેઠવાનો નાનો ભાઇ.

**વીરમદેવ** ............ માંડવ ગઢનો નરેશ.

**અમરો કાજો**............રાણાના રાજ્યમાં વસતો એક ચારણ.

**વરસાજી**.................મેહ જેઠવાનો સેવક.

**કસળાજી**................વરસાજીનો સસરો.

**ન્યાયશાસ્ત્રી**...............ઘુમલી નગર એટલે રાણાની રાજધાનીનો ન્યાયકર્તા.

## સ્ત્રી વર્ગ.

**ઊજળી**.............ચારણ અમરા કાજાની પુત્રી.

**લીલાંદે**................વીરમદેવની પુત્રી.

**વેજલ**...................વરસાજીની પત્ની.

**ચંદા**.................. રાણાના પાટનગરની રહેનાર કંચની.

સીવાય અન્ય પાત્રો.

**સ્થળ:**-ઘુમલી, માંડવગઢ, ઊજળીગઢ તથા આજુબાજુનો પ્રદેશ.

# મંગળાચરણ.

## સુત્રધાર નટીનું વસ્તુસુચન.

### પ્રવેશ ૧લો—સ્થળ:—અમરા કાજાનું મકાન.

અમરા કાજાની પુત્રી ઊજળી માતૃ વિરહપર શોક કરતી દેખાય છે. બાદ તેના પિતા એટલે અમરાનું આગમન. પીતા પુત્રીની વાતચીત. ધુમલીથી દ્વારીકાં સુધી પાકી સડક બંધાય છે તે માટે જમીન ભરનાર વરસાજી મોજણીદારની સ્વારી દાખલ થાય છે. ચારણ અમરાનું ઘર ભરતીમાં આવે છે. વરસાજી તે મકાનની માગણી કરે છે. અમરો ના પાડે છે. વરસાજીનો ક્રોધ. અમલદારીનો રંગ બતાવવા તૈયાર થાય છે ત્યાં રાણાજી મેહ જોઠવા આવી ચડે છે. ધર્મી રાજ્યકર્તાના રાજને છાજતા ઉદગાર. વરસાજીને ઠપકો. ચારણ અમરાનો અતીથીસત્કાર સ્વીકારવા જતાં ઊજળી નજરે પડવી. બેઉ યુવાન અંતઃકરણોનાં ખેંચાણ.

## ટેબલો.

### પ્રવેશ ૨જો—સ્થળ:—રાજમહેલ પાસેનો બાગ.

માનભંગ થયેલ વરસાજી તથા રાણાના નાનાભાઇ જગુભાની હાસ્યભરી વાતચીત. રાણાજીનું હૃદય તે ચારણ કન્યાયે ચોર્યું. હવે તે ચારણ કન્યા છે એમ જણાવા ન દેવામાંજ મારૂં વેર અમરા કાજાપર વળેછે માટે આંધળે બ્હેરૂં કુટાવા દેવાની કુટીલ કૃતી વરસાજી કરેછે. રાણાની પરવશતાને ઉશ્કેરી અંતે ઉજળીના મુકામે લઇ જાય છે.

## પ્રવેશ ૩જો—સ્થળ:—ઉજળીનો એકાન્તવાસ.

રાણાને જોયા બાદ ઉજળીની પણ પરવશ હાલત છે. વરસાજીના કપટથી અમરો ઘુમલી જવા તૈયાર થઇ પુત્રીની રજા લેવા આવે છે. જવું. બાદ રાણાનું આગમન. પરસ્પર પ્રીતીના ખુલાસામાં અરસપરસ કોલ દેવા. વાતચીતમાં ઉજળી ચારણ કન્યા છે તે વાત તેને મોંઢેથીજ નીકળે છે. રાણાપર વીજળી પ્રહાર જેવો આઘાત ચારણ પુત્રી તો મારી બેટીતુલ્ય ગણાય. ઉજળીનો સાફ જવાબ કે વચન દેવાયાં તે દેવાયાં. હવે ફરશો તો વિપ્રિત પરીણામ આવશે. રાણાની અતિષય મુઝવણ. અંતે જવા તૈયાર થાય છે તેજ વખતે અમરો આવી ચઢેછે. રાણાને ફીટકાર તથા તાકીદ.

## પ્રવેશ ૪થો—સ્થળ:—કસળાજીનું મકાન.

વરસાજી ઠાકોરના ધર્મપત્ની વેજલ ઠકરાણાની વિરહાવસ્થા. બાદ વરસાજીનું આવવું. પતિપત્નીની મુલાકાત બાદ સસરા-જમાઇની મુલાકાત. કોડીમાં ન દાણા પણ કુળનું અભિમાન ન જાય એનો પ્રત્યક્ષ ચિતાર. છેવટે વેજલબાઇને વળાવવાપર તકરારનો અંત આવે છે.

## પ્રવેશ ૫ મો—સ્થળ:—અમરાનું મકાન.

રાણા વિરૂદ્ધ ફરિયાદ કરવા અમરો રાણાનાજ દરબારમાં જાય છે. ઉજળીની મનોવ્યથા.

**પ્રવેશ ૬ઠ્ઠો–સ્થળઃ**—ચંદા કંચનીનું ઘર.

વરસાજી ઠાકોર તથા નામદાર ન્યાયશાસ્ત્રી બન્નેનું આગમન. વાતચીતમાં વાંધો પડતાં ન્યાયશાસ્ત્રી વેજલબાઇને બોલાવી લાવી તેમના પતીરાજનું ભોપાળું ઉઘાડું પાડેછે.

**પ્રવેશ ૭મો–સ્થળઃ**—ધુમલીના મહારાણાનો દરબાર.

માંડવગઢના મહારાજા વીરમદેવના પુત્રી લીલાંદે વેરે રાણાજીનું વેવિશાળ થાય છે. બાદ રંગમાં ભંગ. અમરો કાજે આવી પ્હોંચેછે. અમરાની કડવી ફરિયાદ. રાણાની ઉદારતા. અંતે ન્યાયનો અંત ઉજળીનાજ કથનપર લાવવાનો ઠરાવ. અમરો ઉજળીને તેડી લાવેછે. ચાલાક ચતુરા મામલો કળી જાય છે. શું કરવું તે એકજ પલમાં નક્કી કરેછે.

"અહીં શીરછત્ર કચવાતો, અહીં શીરતાજ જાયે છે;
બચ્યું તલ્વારથી તો છરીથી ગરદન કપાયે છે."

છેવટે ઉદાર નારી પોતે અસત્ય બોલીને પણ રાણાનું જીવન બચાવેછે. અમરાનો કોપ.

"બેફામ જ્યારે થાય નારી વિશ્વમાં પ્રીતી થકી,
તો શ્વાનથી બ્હીનાર નારી સીંહથી બીંતી નથી."

અમરાની વેરની જ્વાળા. ઉજળી નિરાધાર.

**ટેબ્લો.**

પ્રથમ અંક સમાપ્ત.

# અંક ૨ જો.

## પ્રવેશ ૧લો—સ્થળ:—ઉપવન.

માંડવગઢના મહારાજા વીરમદેવની પુત્રી જે મેહ જેઠવાને પરણનારી છે તેનો સખીઓ સાથે વિનોદ. કર્મસંયોગે ત્યાંજ અમરો આવી ચડેછે. અરસપરસ ઓળખાણ. રાણાનો અને ઉજળીનો થયેલ સ્નેહસંબંધ શાન્તીથી સાંભળી લઇ તે ઉદાર રમણી પોતાના મનમાં નિશ્ચય કરેછે કે રાણાપર તો ઉજળીનો અધિકાર છે. બાદ અમરાને આશ્વાસન આપી સાથે લેછે.

## પ્રવેશ ૨જો—સ્થળ:—મ્હેલ.

રાણો અને વરસાજી થયેલ બીનાપર ચર્ચા કરતા નીકળે છે. રાણાની અસ્થિર વૃત્તિ સ્વીકારૂં કે નહીં એ પ્રશ્ન. બાદ ઉજળીનું આગમન. રાણાને છેલ્લો પ્રશ્ન. રાણાના જવાબમાં લગભગ નકાર. નિરાધાર સ્ત્રીના હ્રદયપર વજ્રઘાત. રાણાનું જવું. વરસાજી લુચ્ચાઇથી તે ગરીબ બાળાને કુમાર્ગે લઇ જવાના ઇરાદે સાથે તેડી જાય છે. સાહસિક રમણીની નિડરતા.

## પ્રવેશ ૩જો—સ્થળ:— ચંદાનું મકાન.

ઉજળીને સાથે લઇ વરસાજી ત્યાં આવે છે. ચાલાક ઉજળી મામલો સમજી જાય છે છતાંપણ જાણીજોઇને અજાણી થઇ વરસાજી પાસેથીજ દુષ્ટ હેતુ બોલાવરાવે છે. બાદ વરસાજીને જવાબ. સતિના પ્રતાપ પાસે શયતાનીયતનો પરાજય. વરસાજીની શુદ્ધિ ઠેકાણે આવેછે.

## પ્રવેશ ૪થો—સ્થળઃ—લીલાંદેનો ઉતારો.

અમરો અને ઉજળી મળે છે. લીલાંદે માટે રાણા તરફથી શણગાર આવેછે. ઉદાર બાળા તે શણગાર હકદાર ઉજળીને અર્પણ કરેછે.

## પ્રવેશ ૫મો—સ્થળઃ— મહેલ.

ચંદા નાયકાને ત્યાં ફરી એકવાર ન્યાયશાસ્ત્રી અને વરસાજી અથડાયા હતા તેનો ઇનસાફ રજુ થાય છે. ન્યાયશાસ્ત્રીનું વેશ્યા-ગમનપર જાહેર ભાશણ.

## પ્રવેશ ૬ઠ્ઠો—લગ્ન મંડપ.

લગ્નની તૈયારી. મંગળગીતો ગવાય છે. બાદ વરમાળ સાથે હાજર થયેલ લીલા રાણાની ભુલ ભાંગેછે ને. ખરી પરણનારી બતાવે છે. રાણાનો ઇનકાર. લીલાનો સાચો આગ્રહ. ઉજળીની દુઃખદાવસ્થા. ગુસ્સાના આવેશમાં લીલા વરમાળના ટુકડા કરેછે. રાણાને ગુસ્સો ચડતાં સામસામી તલ્વારો ખેંચાય છે. ખુનામરકી અટકાવવા અમરો વચ્ચે ઝીંકાય છે.

રાણાને ખુન અને લોહી પ્રીય વસ્તુ છે તો 'લે આ લોહી' એમ કહી છરીથી આપઘાત કરેછે ને છેવટનો ભયંકર શ્રાપ આપેછે કેઃ—

કુળ કળશે જા કાગ રાજપાટ તારૂં જશે;
વધતી લાગો આગ, રાણા તારા રાજમાં.

**અંક ૨જો સમાપ્ત.**

——:o:——

# અંક ત્રીજો.

## પ્રવેશ ૧લો—સ્થળ:—લીલાદેનો અવાસ.

લીલાંદેની થયેલ ઘટનાપર વિચારમાળા. વીરમદેવનુ આવવું. લડાઇ જાહેરનો નિશ્ચય. બાદ ઉજળીનું આગમન. અધ ગાંડી સ્થિતિમાં પોતે રાણાની રાજધાની જવા નીકળેછે.

## પ્રવેશ ૨જો—રાણાનું મકાન.

ઉજળી દરવાજે આવીને ઉભી રહે છે. પ્હેરેગીર રોકે છે. રાણો નીચે આવતો નથી. એ ડરી ગયો છે કે જ્યારે બાપે આવો ભાવ ભજવ્યો તો તેની પુત્રી શું કરશે? ઉજળી મેણા ટાણા દઇને રાણાને નીચે લાવેછે. બંન્યેનો હૃદયદ્રાવક વાદવિવાદ. રાણાનો ઇન્કાર કાયમ રહેછે. ઉજળી—અ તરની કકળતી ઉજળી ભયંકર વાક્પ્રહારી છોડેછે. સતિના શબ્દની તાત્કાળીક સત્યતા. રાણાની ગભરામણ. અધોગતિની શરૂઆત.

## પ્રવેશ ૩જો—સ્થળ:—રસ્તો.

વરસાજીને હરી નામનો નેહ લાગે છે. ન્યાયશાસ્ત્રી પણ દેખા-દેખી સુધરી જાય છે. પણ કમબખ્તી એ કે કસળાજીને તે વાત માન્ય નહીં હોવાથી ભેખનું ભુત સોટાથી ઉતારે છે.

## પ્રવેશ ૪થો—સ્થળ:—વીરમદેવ મહારાજનો મુકામ.

નગરનો નાશ થયો. રાણો ચાલી ગયો. રાજા વીરમદેવ રાજ જગુભાને સોંપી પાછા સ્વદેશ જાય છે.

**વરસાજી, ચંદા અને છોકરીઓ—૯**

(શેર.)

અબે તૈયાર હો શીરી, યહાં ફરહાદ આયે હય,
શરમ કર દૂર દીલબર, સબબ કે આજાદ આયે હય;
મુલકકે શાહકે છોટે બિરાદર, માલ લાયે હય,
ખડી તાજીમ દે દો, આગીયે બંયતાલ આયે હય;
દીલબર મતવાલે મોરે પ્યારે, હો રાજદુલારે,
મોરે જીગરમેં માર કટારી, સાજન તુમપે વારી...હોરાજ૦

(શેર.)

સવારી આપકી બનઠનકે જબ બાજાર ચલતે હય,
હજારો આશકો તબ શીશકે બલ આકે ગીરતે હય;
નહિં જો જોર ખંજરમેં, વોહ હય તેરી નિગાહોંમેં,
દિલારા હય નહિ તેરી, સખાવત બાદશાહોંમેં;
સદા સુહાગન, મંય બાલાજોબન, બાલમ તુમપે વારી...હોરાજ૦

**વેજલ, વરસાજી, જગુભા અને ચંદા—૧૦**

હું હળવે હળવે હમજણુ પાડુ, શું આ છે રાંડ રૂપાળી.
જય મહાકાળી.
અયે કમજાત વેજલ, તુંને કયા સીતમ કીયા,
હમ યહાંપે આતે હય, તુજકો કોણે કે દીયા;
સુંદર શામળીયા, પડે લાત તણો વરસાદ,
મનહર નામળીયા, વરસાજી લ્યો પરસાદ;
રહમ કર મેરે હાલ પર, તું વેજલ,
વહાં હય દીવાના, યહાં હય પાગલ;
લે તુતો લેતીજા,
રેવાદે રેવાદે, ઝાઝુ ઝુડમાં, હુંતો લાગુ તારે પાયજી;
**ભોખડેથી પડો રાજા ભરથરી...............હું હળવે.**

## અંક બીજો.

**સખીઓ, લીલાંદ— ૧૧**

તનમનમાં લાગી લગની, લટકાળા એ લાલની,
મનડામાં વાગી કારી કટારી, શી કારમી.
હાંસી કરી કાં મને ગભરાવો, બેની અલી સૌ શાને સતાવો;
મનમાં વસીયા, રંગના રસીયા, મદન અગનથી તું બેહાલ...તન૦
ચતુર ચતુરા ખીલી યુવાની, રોમાં રસીલી તું છાની છાની;
શરમ તજી કાં, નફટ બની કાં, મને સતાવો શીદને આમ...તન૦

**સખીઓ—લીલાંદ— ૧૨**

હૈયું હિંચોળા ખાય છે સમજાય છે,
તાલાવેલી ઉર થાય છે.
હુંતો બા હારી, મુકો આ લવારી;
મશ્કરીની ટેવ પડી આ નઠારી,
હાં....હાં....હાં
પ્રિતમને ભેટી તું શાંતિ તું શાંતિને પામજે.
હૈયે વસેલા હસીને હસાવજે,
સ્વર્ગ સુખ સમજ્યામાં આવશે...હાં...હાં...હૈયું૦

**ઉજળી—વરસાજી— ૧૩**

રહેવું સ્નેહે સદા ધૈર્ય ધારી, રે જેવી રીતે રાખે ગીરધારી,
ભવરણમાં ભુલી ભાન, ખોયું વિશ્રામ સ્થાન,
કરમે જડી છે લાચારી ... ... ...રે જેવી૦
દીનદયાળ, જગતપાળ, જ્યારે લેશે સંભાળ,
ત્યારે થઈશ હું સુખાકારી... ... ...રે જેવી૦

ભગવાનીયે કરી રંજાડ, વાવ્યાં છે માથે ઝાડ,
છાના રહો છબીલી નારી ... ... ...રહેતું૦
ખેતરપાળ, વિરકુણાલ, જ્યારે સોનેરી જાળ,
વીખશે વીદારશે વિહારી ... ... ...રે જેવી૦

૧૪

ચંદા, છોકરીઓ અને ન્યાયશાસ્ત્રી—

ગોરી ગોરી મયતો રાધે પ્યારી, તું તો કાળો કાન;
તું તો કાળો કાન, મારો વ્હેરો બીને વાન.
પંચમકા સુર લેકે ગાણા તું ગાવત,
ગદ્ધાભી ભૂલે અપનો ભાન ( ૩ )
દીલોમેં આરજુ હય કે, યહાં હમ દફ્ન હોવે,
તેરે સીતારકા ગલેફ, મેરા કફ્ન હોવે.
અગર હમ જાય યહાંસે તોભી તું હો સાથ દીલબર,
બને દોનોકી રહે મયદાનમેં મજબૂત કબર;
બાલી મય બોલી ભાલી જાઓ ના સતાઓ જાની,
નાજુક કલૈયાં મોરી જાન ( ૩ )

લીલાંદે-ઉજળી— ૧૫

સજની સ્નેહે સજ શણગાર
તારો સુખમય હો સંસાર
મળશે અધીકારીને ખરો અધિકાર
અનહદ ઉપકારે તેં આજે ઉદારતા સમજાવી
ધીરજ દીધી ધીર થઈને
એની ડરીશ ના તલભાર... ...મળશે૦

વરસાજી— ૧૬

મોહ ત્યાગ્યો રે મેં તો હવે મમતાના નામને,
સ્નેહ જાગ્યોરે ડંકો વાગ્યો રૂદીયામાં રામને;
રૂડા ઉપરથી કુડા ભીતરથી, ઇંદ્રવર્ણા સમી છે માયા,
જોતજોતામાં ફટ દઇ ફુટે, કાચ કુંપો છે આ કાયા;
અનાચારથી અળગો કીધો જય જોગમાયા,
ઉજળી અજવાળ્યું તેં અંતરમાર્ગ બતાવી જ્ઞાનને (૨) મોહ૦

સીઓ— ૧૭

માલણુ ગુંથી લાવ ગુણીયલ ગજરો,
તારા ગજરાને આપીશ મજરો;
જગુભા જાગો વિરમદેવજી આવ્યા,
આવ્યા આવ્યા લીલાંદેને લાવ્યા;
લીલાંદે માટે મોતીડા મંગાવ્યા....માલણુ.
ત્રાસા વાગ્યાં ને ઢોલ ધડુક્યાં,
હૈયાં સૌનાં ઉછરંગે હરખાયાં;
ઘેર ઘેર માણેક થંભ રોપાયા....માલણુ.

---

## અંક ત્રીજો.

લીલાંદે— ૧૮

નથી સુખચેનની છાયા, દુખદ સંસારની માયા;
અકળ સંસારની ઘટના, રચી વિપરીત જગરાયા.
ઘડીમાં હર્ષ છલકાતો, પલકમાં આફતો પુરી;
કદી હો લગ્નનો ઉત્સવ, કદી જલ્લાદની છુરી.
સમજીએ આ જગત જંજાળ ખોટા રંગ સંધ્યાના;
પછી થાનાર ઘટનાના, હરખ ને શોક તે સ્યાના.

ઉજળી—લીલાંદે— ૧૯

વાલમ પાસે વેગે જાશું, પ્રીતમને જઇ મળશું;
મનના મેલા કુડા કપટીને, ભેટયામાં ફળ શું!
લઇશ ફકીરી સ્વામી પાછળ,
તજ આશા તું, એ છે મૃગજળ.
મનમાનીતા મોહનવરને દેવ ગણી પુજીશું,
હઠીલી સાહસ કાં કર તું... ... ...વાલમ૦

વેજલ—વરસાજી— ૨૦

હવે સમજુ બનો સ્વામી,
નિહાળો શું તમે ખામી;
મુંઝાણા રાજ અમે તો આજ,
રૂઠયા છે અંતરજામી... ...હવે૦
નટખટ નારી નહિ કોઇની થઇ,
અણઘડથી હું હારી ગઇ;
મેરે દીલકી કલી મુરઝાઇ ગઇ,
જે માથે પડયું તે વેંઢારો સહી;
વૈરાગ્ય ભાવ છાયો, અલખકો જગાયો,
ર્‌હેહી કૃતિ સાચી... ... ...હવે૦

૨૧

કસળાજી, વરસાજી અને ન્યાયશાસ્ત્રી—

જોગીડા ભોગીડા વરસાજી,
જી હા જી;
પરસાદી લ્યો તાજી;
અયસી ભિક્ષા ગુરૂકો નહિ, ચેલેકો ખીલાવજી,
મફત મલીદા આપ ગરૂડજી ટાઢે પેટે ખાઓજી—જોગીડા૦

ભૂત ભાગ તું આ ભીક્ષાથી, મૂઆ મુઆ ચટણાજી,
સસરો જમાઇ બન્ને મૂરખ, ન્યાય કરે શું કાજી;
દખણાજી ચટણાજી ઓરા વાત કરે કસળાજી,
સસરાજી,
વરસાજી,
કસળાજી;
જીજીજીજીજીજી... ... ... જોગીડા૦

વેજલ—વરસાજી— ૨૨

મારા સન્યાસી સુજાણ, એકજ ભૂલ કરી મોકાણ;
અમજોના બંધનથી છુટી, રાજા સંભાજીની આણ.
હુરેઅરબ સમી એ નાર, તું છે બે ધારી તલવાર;
ભાગ્યોદય અમારાં એ કે, પામ્યો વેજલ જેવી નાર.
સ્વામી આજે થયો સુખનો પૂરો ઉદયભાણ;
વીણા તું હું વેલો, અજીત ઘેલો ને ધમસાણ.
વેજલ બહાર ગામમાં સ્નેહસુધાનાં બારે બુડયાં વહાણ;
બાબત આમ, હરે રામ (૨)... ... મારાં૦

ઉજળી— ૨૩

દુનીયા બાજીગરની માયા,
નજર બંધીના ખેલ સૂઝાયા;
દ્રષ્ય પલકમાં સૌ પલટાયા......દુનીયા૦
નિઃસાર આ સંસારમાં, આરામકો સ્થાને નહિ;
તેથીજ સાધુ સંતજન, મિથ્યા જગત માનો સહી.
રંગ પતંગી છે આ કાયા,
એક પલકમાં રંગ પલટાયા દુનીયા૦ (નજર.)

**શાંતિ! શાંતિ!! શાંતિ!!!**

☞ શ્રી મોરબી નાટક કંપનીનાં ☜

# સચિત્ર મોટાં પુસ્તકો.

---

**દરેક કોમની સ્ત્રીઓને સદ્બોધ ગ્રહણ કરવા યોગ્ય પાતિવ્રત્ય પ્રભાવદર્શક અત્યુત્તમ પુસ્તકો.**

સુકન્યા-સાવિત્રી નાટક—(ભાષણો તથા રંગબેરંગી બાવીસ સુંદર ચિત્રો સહિત) મૂલ્ય .... .... રૂ. ૧-૮-૦

મહાસતી અનસૂયા નાટક-(નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કરેલું. ભાષણો તથા સુંદર ચિત્રો સહિત.) મૂલ્ય ... .... રૂ. ૧-૮-૦

ભર્તૃહરિ નાટક-મોટું (ભાષણો તથા સચિત્ર) રૂ. ૨-૦-૦

ચાંપરાજ, ત્રિવિક્રમ, ત્રિયારાજ, જગદેવ પરમાર, રાણકદેવી, ચંદ્રહાસ, રાણા રાજસિંહ એ પ્રત્યેકનું મૂલ્ય .... રૂ. ૧-૦-૦

**પ્રેમીલાલ મૂળજીભાઈ આશારામ ઓઝા.**

# રાજા મહારાજાઓ.

નવાબ સાહેબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેમ્બરો, સેશન્સ જજો, કર્નલો, મેજરો, કેપટનો, નામદાર લેટ વૉઇસરાયના લેટ ઓનરરી એ. ડી. સી. પોલીટીકલ એજંટ, સરકારી સીવીલીયન ઓફીસરો, યુરોપીયન સીવીલ સરજયનો, એમ. ડી. ની ડીગ્રી ધરાવનારા મોટા ડાકટરો તથા દેશી અને યુરોપીયન અમલદારો અને ગૃહસ્થોમાં **બાદશાહી ચાકુતી** નામની જગજાહેર દવા બહુ વપરાય છે એજ તેની ઉપયોગીતાની નિશાની છે—ગવર્નમેન્ટ લેબોરેટરીમાં આ રજવાડી દવા એનેલાઇઝ થએલ છે.

# બાદશાહી ચાકુતી.

ગમે તે કારણુથી ગુમાવેલી તાકાત પાછી લાવેછે. પુરૂષાતન કાયમ રાખેછે. આ રાજવંશી ચાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડેછે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપેછે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણુસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂ. દશ.

# બાદશાહી ચુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આઉંસ ડબીના રૂપીઆ આઠ.

**ડાક્ટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—'**

## જાહેર ખબર.

નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી, તથા મુંબઈમાં બુકસેલર એન. એમ. ત્રિપાઠીની કુંપની ઠે.-કાલબાદેવી રોડ અને અમદાવાદમાં મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેની દુકાનેથી તથા વડોદરામાં બુકસેલર મોહનલાલ મનસુખરામ ઠે૦ લહેરીપુર દરવાજા પાસેની દુકાનેથી રોકડી કીંમત મોકલી અગર વેલ્યુપેબલ પાર્સલથી મંગાવી લેવાં.

| | |
|---|---|
| સુકન્યા સાવિત્રી નાટક મોટું (સચિત્ર) ૧-૮-૦ | ચંદ્રહાસ નાટક મોટું ૧-૦-૦ |
| સદર નાટકનાં ગાયન ૦-૪-૦ | સદર ગાયન... ... ૦-૪-૦ |
| ભર્તૃહરિનાટક મોટું(સચિત્ર)૨-૦-૦ | કંસવધ નાટકનાં ગાયન ૦-૪-૦ |
| સદર ગાયન .. ... ૦-૪-૦ | વીરબાળા નાટકનાં ,, ૦-૪-૦ |
| સતી અનસૂયા નાટક મોટું (સચિત્ર) ૧-૮-૦ | દેવયાની નાટકનાં ,, ૦-૪-૦ |
| સદર ગાયન... ... ૦-૪-૦ | રાજતરંગ નાટકનાં ,, ૦-૪-૦ |
| ચાંપરાજ નાટક મોટું ૧-૦-૦ | વિબુધવિજય નાટકનાં,, ૦-૪-૦ |
| સદર ગાયન... ... ૦-૪-૦ | સરસ્વતી નાટકનાં ,, ૦-૪-૦ |
| રાજસિંહ નાટક મોટું ૧-૦-૦ | બુદ્ધદેવ નાટકનાં ,, ૦-૪-૦ |
| સદર ગાયન... ... ૦-૪-૦ | રમારણજીત નાટકનાં ગાયન ૦-૪ |
| રાણકદેવી નાટક મોટું ૧-૦-૦ | મદાલસા નાટકનાં ,, ૦-૪ |
| સદર ગાયન... ... ૦-૪-૦ | અંબરીષ નાટકનાં ,, ૦-૪ |
| ત્રિયારાજ નાટક મોટું ૧-૦-૦ | ભાવિપ્રાબલ્યનાટકનાં,, ૦-૪ |
| સદર ગાયન... ... ૦-૪-૦ | શૃંગીઋષિ નાટકનાં ,, ૦-૪ |
| વિક્રમ નાટક મોટું ૧-૦-૦ | પુનર્જન્મ નાટકનાં ,, ૦-૪ |
| ર ગાયન... ... ૦-૪-૦ | બલિરાજા નાટકનાં ,, ૦-૪ |
| માર નાટક મોટું ૧-૦-૦ | |
| યન... ... ૦-૪-૦ | ઊષાકુમારી નાટકનાં ,, ૦-૪ |

લાલ મૂળજી આશારામ ઓઝા.

